# નામદાર મુંબઇ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાક્ટરે અમારી બના વેલી બાદશાહી ચાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇ પણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થએલા મોટા ડાક્ટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગ્રહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી ચાકુતી.

## અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવિકારના તમામ વ્યાધી મટાડે છે. અને વિર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મદદ આપનાર અને નબળા માણસને પણ જુવાનના માફક જોરાવર બનાવનાર. આ દવામો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોમે પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહચંદ ઇલાજ છે. આ૦ઉંસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાક્ટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ.

# શ્રી જયમતી નાટકનાં મુખ્ય પાત્રો

## પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| પ્રભાત | ... | મણીપુરનો પાટવી કુમાર, જયમતિનો પતિ. |
| સજ્જનસીંહ | ... | પ્રભાતનો સાચો મિત્ર, અને મણીપુર રાજ્યનો વફાદાર પટાવત. |
| હમ્મીરસીંહ | ... | માંડવગઢના મહારાજા—જયમતિના પિતા' |
| રાયસીંહ | ... | રાયપુરના મહારાજા. |
| રામસીંહ | ... | રામપુરના રાજા. |
| ધુર્તસીંહ | ... | રાણી વસંતનો નિમકહરામ ભાઇ. |
| મનુભા | ... | રાણી વસંતનો કુમાર પ્રભાતનો ઓરમાનભાઇ. |
| સુજુભા | ... | મનુભાઇનો પિતરાઇ ભાઇ અને એક બે વફાદાર દોસ્ત. |
| જીતસીંહ | ... | મહારાજા હમ્મીરસીંહનો પ્રથમ નંબરનો પટાવત પણ પાછળથી બહારવટીઆઓનો સરદાર |
| જોરાવર | ... | જીતસીંહનો સાથી—હમીરસીંહનો સત્ય નિષ્ઠ |
| દિવાન | ... | રાયસીંહનો દિવાન. [સેનાપતિ. |
| ગાંડાકુવર | ... | રાયસીંહનો અર્ધદગ્ધ કુંવર. |
| તીકમો | ... | ગાંડા કુમારનો હજુરી રક્ષક. |
| કુમતીલાલ | ... | એક વ્યભિચારી ધનાઢય વણીક ધુર્તસીંહનો સલાહકાર મિત્ર. |
| ધનીયો | ... | ધુનસીંહનો સત્ય નીષ્ઠ—નોકર. |
| નિષ્ઠુરાનંદ | ... | ગુપ્ત ચંડીનો ઉપાસક નીચ બ્રાહ્મણના વેશમાં |

## સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| જયમતિ | ... | મહારાજા હમ્મીરસીંહની પુત્રી [illegible] પવિત્ર પત્નિ. અને મનોરમાની માસીઆઇ બ્હેન |
| મનોરમા | ... | રાજા રામસીંહની પુત્રી અને સજ્જનસીંહ પવિત્ર પત્નિ. અને જયમતીની માસીઆઇ બ્હેન |
| ગુણવતી | ... | ધુર્તસીંહની સ્ત્રી, શુદ્ધ વીરક્ષત્રાણી. |
| વસંત | ... | મર્હુમ મહારાજા કનકસેનની નવી રાણી, મંજુલાની ઓરમાન માતા |
| વનલીલા, સરલા | ... | જયમતીની સહચરીઓ |
| વેલી, રંભા, રમા | | મનોરમાની સાહેલીઓ |
| ચાતુરી | ... | રાણી વસંતની એક ગાયકા. |

એ સીવાય સાહેલીઓ, સીપાઇઓ, બહારવટીઆઓ રાજગોર પહેરેગીરો, પ્રતિહારો, યોગી, ભૈરવનાથ, ભુત, કેન્નરો, અને કંચનીઓ—વગેરે.



श्री हरि ॐ परंब्रह्म परमात्मने नमः

# શ્રી જયમતી નાટકનો

## ટુંકસાર.



### અંક ૧ લો.

મંગલાચરણ—પ્રારંભમાં સુત્રધાર તથા બાળાઓ ઇશ્વર ગુણાનુવાદ ને સતી ગુણગાન.

પ્રવેશ ૧ લો—મણિપુરના પાટવી કુમાર પ્રભાતના રાજ્ય મહાલયમાં તેના મિત્રને રાજ્યના વફાદાર પટાવત સજ્જનસિંહનું મિત્રના રક્ષણાર્થે આવવું પ્રભાતની સાવકી માતા વસંતે પોતાના કુમાર મનુભાને રાજ્યગાદી મળે તેની ખાતર તેના ધુતારા ભાઇ ધુર્ત-સિંહની સલાહથી એકજરના લોભી યોગી પાસે પ્રભાતનો પ્રાણ લેવા કરાવેલા કાવતરાથી સજ્જનસીંહે પ્રભાતને વાકેફ કરવો. સ્મશાનમાં અધમ યોગીની નિમેલી જગ્યાએ પ્રભાતને આવવાની સુચના કરી સજ્જનસીંહનું જવું ને નિજ ધર્મમાં દૃઢતેહમંદ થવું. પ્રભાતનું સ્મશાનમાં જવા નીકળવું સજ્જસીંહનું જવું ને પાપી સ્રીના પાપની પરાકાષ્ઠાથી વિસ્મય થવું.

પ્રવેશ ૨ જો—ચાતુરીનુ મકાન—ધુર્તસીંહની સાથે પ્રેમથી સંકળાયલી ચાતુરી આતુરતાથી ધુર્તસીંહના આગમનની રાહ જોઇ રહી છે.

ભુપાળ રહેલો ધુર્તસીંહનો નોકર પનીયો તેને બનાવે છે. એટલામાં ધુર્તસીંહ આવે છે. ચાતુરી અને ધુર્તસીંહ વસંતને વહેમમાં નાખવાની વાતચીત, યોગીનું આવવું, પ્રભાતનું કાસળ કાઢવાના ચોકકસ નિશ્ચયમાં આવવું.

પ્રવેશ ૩ જો—સ્મશાન—યોગીએ સ્મશાનમાં આવી મંત્ર સાધના કરવી. ભુતના સરદારનું હાજર થવું. તેની મદદના બદલામાં મણીપુરના પાટવી કુમારનો બલિ આપવાનું યોગીએ કબુલ કરવું ભુતનું ખુશી થવું. ને યોગ્ય વખતે આવવાનું કહી જવું ફરીથી ભુતનું પ્રગટ થવું. અને પોતાના ઇષ્ટ ભૈરવનાથની આજ્ઞાથી ભુને યોગીને અધમ કાર્ય ન કરવા સુચવવું, યોગીએ ઇનકાર કરવો ભુતે ભૈરવનાથની પ્રાર્થના કરવી ભુતની સ્તુતિથી ભૈરવનું પ્રગટ થવું, ભૈરવની આજ્ઞાથી સજ્જનસીંહે યોગીને ઠાર કરવો ભૈરવે પ્રસન્ન થઇ પ્રભાતને તેના રક્ષણાર્થે એક દૈવી ત્રિશુળ આપવું ભૈરવનું અદ્રશ્ય થવું.

દેખાવ.

પ્રવેશ ૪ થો—રાજમાર્ગ સજ્જન તથા પ્રભાતનું અધર્મના સામ્રાજ્યમાંથી દુર થવાના નિશ્ચયપર આવવું, પોતાની પ્રિયાને મળવા આતુર થએલા પ્રભાતનું પોતાના સસરાના રાજ્ય માંડવગઢ તરફ જવા સજ્જનને જણાવવું હજુ પણ ધુર્તસીંહના કાવતરાથી વસંત ન ફસાય અને ચેતી જાય તો રાજ્યની અને પ્રજાની આબાદી થાય તેવા વીચારથી પ્રભાતનું વસંતના મહેલ તરફ

પ્રયાણ કરવું. સજ્જનસીંહે પ્રભાત સાથે કરેલા સંકેત પ્રમાણે માંડવગઢના રસ્તે રવાના થવું.

પ્રવેશ ૫ મો—વસંત રાણીનો મહેલ ધુર્તસીંહના ભરમાવવાથી અસ્થિર મનની વસંતનું અઘોર કૃત્ય ન કરાવવા માટે ભ્રમિત થવું, ધુર્તસીંહે યુક્તિથી પ્રભાત માટે ખોટો ભાસ વસંતના મનમાં ઠસાવવો, પ્રભાતનું આવવું. ધુર્તનું ગભરાવું, પ્રભાતે રાજ્ય છોડીને જવા કહેવું. વસંતે કારણ પુછવું, પ્રભાતે સ્મશાનમાં બનેલી બીના જણાવવી વડીલ વગરનું ઘર સ્મશાન સમાન છે. તે સાબીત કરી જતાવવું. નાનાભાઇ મનુભાનું તેની મામી ગુણવંતી સાથે આવવું, ભાઇને ભેટવું ચાલાક મનુભાનું ચેતી જવું મામાને ફિટકાર દેવો. પ્રભાતને ન જવા દેનાના મનુભાના કાલાવાલા એક વચની પ્રભાતે મનુભાને અલગ કરીને ચાલ્યા જવું.

પ્રવેશ ૬ ઠો—જંગલ–સજ્જનસીંહ પોતાના મિત્ર પ્રભાતને યાદ કરતો યોગી વેશે જંગલમાં પ્રવેશ કરે છે. એટલામાં જયમતીને મળવા ગએલી રાજા રામસીંહની કુંવરી મનોરમા પોતાની સખી વેલી સાથે ત્યાં થઇને નીકળે છે જીતસીંહના મોકલેલા બ્હારવટીઆઓ તેણીને જયમતી જાણીને તેના રથને ઘેરીને ઉભા છે મનોરમા અને વેલીની બચાવની બુમ સાંભળીને સજ્જનસીંહ તેની વારે ધાય છે, બ્હારવટીઆઓ નાસી જાય છે સજ્જનસીંહ ઘાયલ થાય છે. અને બેશુદ્ધ થઇ પૃથ્વી પર પડી જાય છે. મનોરમા તથા વેલી પાસેની ઝુંપડીમાં આરામ માટે લઇ જાય છે ને તેને સુવાડીને સારવાર કરે છે. તેટલામાં રામપુરથી સીપાઇઓ આવી

પહોંચે છે. વેલી તેમને હકીકત કહેવા જાય છે. દરમ્યાન મનોરમા સજ્જનની સારવાર કરે છે અને તેનું મોઢું જોતાં મનોરમાને ભ્રાન્તિ થાય છે કે આજ સજ્જનસીંહ છે. હવે સવારે મળી વધારે શંકાનું સમાધાન કરશું એમ ધારી મનોરમા સુઇ જાય છે. શરીરે ઘાયલ થએલો યોગી, બન્નેને સુઇ ગયા જાણી, પ્રીતિવાળો છતાં ખુલ્લું પડવામાં દુઃખ થશે એમ ધારી સ્નેહાળ સુંદરીને ત્યાગીને ચાલ્યો જાય છે.

પ્રવેશ ૭મો—રાજા હમીરસીંહ જયમતિનું જીતસીંહ સાથે થએલું વેવીશાળ તોડી નાખવાથી, બહારવટીએ નીકળેલા જીતસીંહનું પોતાના સરદાર જોરાવર સાથે અરણ્યમાં આવવું. જયમતિને ઉપાડી લાવવાનો જીતસીંહનો વીચાર. જોરાવરનો તેમ ન કરવા માટે બોધ. જીતસીંહે તિરસ્કાર કરવો દરમ્યાન તેના એક સાથીએ આવી જયમતી શીવ પુજનાર્થે કુસુમ વાટિકામાં જવાની છે એમ લેવું કહેવું જીતસીંહે જયમતીને ઉપાડી લાવવા જોરાવરને આજ્ઞા કરવી. જોરાવરે ઇનકાર કરવો. જોરાવર અને જીતસીંહ વચ્ચે તકરાર સત્ય નીષ્ઠ જોરાવરનું ક્ષત્રિ ધર્મથી વિમુખ ન થતાં જીતસીંહનું જોર બેસાડી દેવાનું પણ લેવું.

પ્રવેશ ૮મો—જયમતીનો ભેદ પામવા તેની પાછળ આવેલા પ્રભાતનું કુસુમ વાટિકામાં આવવું. જયમતી ને સખીઓ સાથે આવતી જોઇ પ્રભાતનું મંદીર પાછળ સંતાવું. જયમતીએ

પોતાના પતિના મેળાપ માટે શીવની પ્રાર્થના કરવી. વસંત ૠતુનો આનંદ—બહારવટીઆ જીતસીંહનું આવવું જયમતીની વ્હાર કરવા નૈરાવરનું પ્રગટ થવું, લાગ ન મળવાથી જીતસીંહનું જતા રહેવું. પ્રભાતનું દ્રશ્યમાન થવું. નાયક—નાયિકાનું પ્રથમ પ્રેમ દર્શન સખી-ઓએ જયમતિને પ્રભાત પાસેથી લેઇ જઇ પતિ દેવની પુજા કરવા સુગંધીદાર સુમનમાળા આપવી. અતિથિનો સત્કાર કરી જતા રહેવા માટે પ્રભાતનું રીસાવું—કુંજમાં તમારા કમળની ખબર કહાડવા ગઇ હતી. તેમ કહી આનંદથી સુમનની માળા સમર્પણ કરવી પ્રભાતનું જવા માટે તઇયાર થવું. જયમતિની દીલગીરી. પ્રભાતે પોતાની મણી મુદ્રા જયમતીને યાદી તરીકે આપવી. સખીઓ સાથે જવી પાછું વાળી જોતી જયમતિનું પ્રભાત સાથે તારા મૈત્રક.



# અંક બીજો.

પ્રવેશ ૧લો—ધુર્તસીંહનું મકાન—પતિ પત્નિનો હાસ્યવિનોદ મદ્યપાન કરી મસ્ત બનેલા ધુર્તનું સુઇ જવું ધુર્તસીંહનું નિદ્રામાં મનુભાને ઠાર કરવા તથા મણીપુરના પાય તખ્તપર પાય ધરવા બકવું ગુણવંતીનું સાંભળવું. શુદ્ધ ક્ષત્રાણીનું પોતાના સ્વામીને અધર્મ માર્ગમાં પ્રવૃત થતો જોઇ ગભરાવું. ગમે તે પ્રકારે મનુભાને ઉગારવા અને પતિને નીચ કર્મમાંથી નિવૃત્ત કરવા માટે પણ લેવું. ધુર્તસીંહના વ્યસની દોસ્ત કુમતિબાલનું આવવું, ધુર્તસીંહ રાજા થશે એમ ધારી મુબારકબાદી આપવી. અને આ ખુશાલીના પ્રસંગમાં ધનીયા મારફતે ચાતુરીને બોલાવવી. સર્વનું અમન ચમનમાં ગુલતાન બનવું.

પ્રવેશ ૨જો—વસંત મહાલય—ધુર્તસીંહે પ્રેરેલો બુગુભા, મનુભાનું ખુન કરવા આવે છે. મનુભા તેને મુર્છિત કરી હરાવી નસાડી મુકે છે. અને સ્વપ્નારમાં માતાનાં કૃત કૃત્યોનો બદલો આપવાનું નક્કી કરી સુઇ જાય છે. બાદ નિર્દોષ મનુભાના બચાવ માટે ગુણવંતીનું અગાઉથી આવી સંતાવું. ધુર્તસીંહે આવી કુમળા બાળક મનુભાના પ્રાણ લેવાની કોશીષ કરવી. ગુણવંતીએ તેને અટકાવવો. પતિ પત્નિનો સંવાદ દાસી વસંત રાણીને બોલાવી લાવે છે. ધુર્તસીંહ ગુણવંતીને મારવા ધસે છે. દરમ્યાન વસંત આવી પહોંચે છે ધુર્તસીંહનું અપમાન કરી કાઢી મુકે છે. મનુભા જાગ્રત થાય છે. ગુણીઅલ ગુણવંતીની સલાહથી વસંત રાણી પ્રભાતથી તપાસ માટે માંડવગઢ તરફ સવારો સાથે મનુભાને મોકલે છે. વસંતનો અફસોસ.

ડુ. ૯૨૯



પ્રવેશ ૩જો—યોગીથી (સજ્જનસીંહથી) જુદી પડેલી મનોરમા પોતાના મહાલયમાં યોગીની જપમાળા જપી રહી છે. તેની સાહેલીઓ તેને સમજાવે છે પણ સજ્જનસીંહ સીવાય અન્ય સાથે પાણી ગ્રહણ નહિ કરૂં એમ કહી ગુસ્સે થઇ ચાલી જાય છે. સમવયસ્કી સાહેલીઓની અરસપરસની હાંસી મશ્કરી.

પ્રવેશ ૪થો—મનોરમાને પરણવા આવેલો રાયસીંહનો ગાંડો કુંવર લીહમા હજુરી સાથે ઉપાધીના ઓળવાળે છે. તોરણ જવાનો વખત નજદીક આવ્યો જાણી રાજા આવી કુંવરને જગાડી કપડાં પહેરાવવા કહે છે પણ ગાંડો હોવાથી મારે બદલે તમે જાઓ અને મને સુવા દો. એવા ગાંડા શબ્દો બોલે છે. રાજા રાયસીંહ આ ઉપાધીની દિવાન સાથે વાતચીત કરે છે. અને આ ગાંડા કુંવરને બદલે કોઇ પરદેશીને પકડી લાવી પરણાવી દેવા નિશ્ચય કરી આ કામ માટે દિવાનને રવાના કરે છે.

પ્રવેશ ૫મો—રામપુર નજીકના જંગલમાં વીચરતા યોગી (સજ્જનસીંહ) સાથે દિવાનનો મેળાપ, દિવાન તેને પોતાને ઉતારે લઇ જવા આગ્રહ કરે છે. પણ સજ્જન માનતો નથી. જેથી દિવાન તેને ખુલ્લી હકીકતથી વાકેફ કરે છે. રાજયોગી ભવિષ્યને ધન્યવાદ આપી મનોરમા સાથે પરણવાની 'હા' પાડે છે. અને દિવાનની સાથે જાનને ઉતારે જાય છે.

પ્રવેશ ૬ઠો—ધુર્તસીંહનું મહાન-વસંતરાણીએ કરેલા અપમાનથી ક્રોધિત થઇ વેરનો બદલો લેવાના વિચારમાં ધુર્તસીંહ પલીયા ગારૂડી ચાતુરીને બોલાવવી—અને જણાવે મણીપુર ત્યાગી કુમ-

તિસ્નાલને સાથે લઇ નાસી જવાની તઈયારી કરવી કુમતિબાલા હામાહા મીલાવી તઈયાર થાય છે અને ત્રણે જણાં બહારગામ નાસી જાય છે.

**પ્રવેશ ૭મો**—પ્રભુની કુદરતને ધન્યવાદ આપતો યોગી (સજ્જન-સીંહ) વરરાજાના રૂપમાં રાયસીંહના અંતઃપુરના એક શણગારેલ શયનભુવનમાં પ્રવેશ કરે છે દરમ્યાન સખીઓ મનોરમાને ત્યાં મુકીને ચાલી જાય છે મનોરમા અને યોગીનું દ્રષ્ટિ મિલન થતાં મનોરમા તેને પિછાણી જાય છે. સજ્જનસીંહ પણ તેને પોતાની તમામ હકીકતથી વાકેફ કરે છે. પરંતુ રાયસીંહના હાથમાંથી છીનવી લેવાની પોતાની શક્તિ ન હોવાથી મનોરમાને છોડી જવા કરૂણ વચનોથી વાતચીત કરે છે. દરમ્યાન દીવાન બોલાવે છે એવી દાસી દ્વારા ખબર મળતાં ટળવળતી મનોરમાને શરીરથી અલગ કરી સજ્જનસીંહ રવાના થાય છે.

**પ્રવેશ ૮મો**—જાનને ઉતારે રાજા રાયસીંહ તથા દીવાન પરશુરા આવેલા યોગીને દૂર વિદાય કર્યા સંબંધી તેમજ કુંવરને છુપો રાખવા સંબંધી વાત કરે છે દરમ્યાન રાયસીંહનો રાજગોર આવવાના સીપાઇ ખબર આપે છે. જેથી રાયસીંહ દિવાનને જવાબ દેવાનું કામ સોંપી અંદર ચાલ્યો જાય છે. રાજગોર આવી દીવાન પાસે કુંવરને જોવાની માગણી કરે છે. અને જાન વળાવતી વખતે વરરાજાને મોકલવા માટે વિનંતી કરે છે. પરંતુ દીવાન તે મંજુર રાખતો નથી જેથી ગોર દિવાનની સાથે ખુલ્લા શબ્દોમાં તકરાર કરી ચાલ્યો જાય છે.

પ્રવેશ છઠ્ઠો—રાયસીંહ રાજા મનોરમાની રાણી વેશી સાથે યોગી સંબંધી વાતચીત કરે છે. દરમ્યાન ચૌર આવી ખબર આપે છે કે કુંવરને બતાવતા નથી અને કન્યાને બલાત્કારે ઉપાડી જવા હામ ભીડે છે. આ ખબર સાંભળીને રાયસીંહ દીલગીર થાય છે. અને રાજા રાયસીંહ આવો નીચ નીવડયો. જાણી પશ્ચાતાપ કરે છે. દરમ્યાન દેહ્લીની પ્રતિહારી પોકાર કરીને ખબર આપે છે કે જાનના સીપાઈઓએ દેહીના માણસોને ઠાર કર્યા. અને અંદર ઘસી આવ્યા છે. આ ખબર સાંભળીને રામસીંગ લડવા માટે તૈયાર થાય છે સવારો સાથે દિવાન પ્રવેશ કરે છે તેની સામે વેશી અને મનોરમા યુદ્ધ કરે છે. મનોરમાને હાથે દીવાનનું મૃત્યુ થાય છે. પછી મનોરમા ભગવાં વસ્ત્ર ધારણ કરી યુદ્ધમાંથી પલાયન થાય છે. ત્યારબાદ રામસીંહ અને રાયસીંહ એ બે રાજાઓ વચ્ચે ઘોર યુદ્ધ થાય છે. જેમાં રામસીંહનું મૃત્યુ થાય છે.

ટેબલો.



# અંક ત્રીજો.

પ્રવેશ ૧લો—સીંધુસદન મહેલ—સમુદ્ર તીરે આવેલા સીંધુસદન મહેલમાં જયમતી તથા સખીઓ સામે તીરે પર્વતની ટેકરી પર પ્રભાતનું આવવું. જયમતીનું સખીઓથી તે જાણવું. નાચક નાયકાની દ્રષ્ટોદ્રષ્ટ—પ્રભાત નાવડામાં બેસી સીંધુસદન મહેલમાં આવવા નીકળે છે. અસ્ત થતાં ચંદ્રને પોતાના પતિ આવતાં સુધી થોભવાને જયમતી આજીજી કરે છે દરમ્યાન બહારવટીઓ જીતસિંહ દાવ સાધી સૈન્ય સહ આવી લાગે છે પ્રભાત બેશુદ્ધ થઇ નાવડામાં પડી જાય છે. અને જીતસિંહ જયમતીને કેદ કરી લે છે.

પ્રવેશ ૨જો—યુદ્ધમાંથી નાસી આવેલી મનોરમા યોગીનિ વેશમાં સ્વાંગ બદલી ગુપ્ત ચંડીના ઉપાસક રૂપે નિષ્ઠુરાનંદ બનેલા ધુર્ત સીંહ હાથમાં સપડાય છે. નિષ્ઠુરાનંદ તેના પર બળાત્કાર ગુજારવા જતાં અચાનક સજ્જનસીંહના આવી લાગવાથી પલાયન કરી જાય છે. સજ્જન અને મનોરમાનો ફરીથી પ્રણય મિલાપ થાય છે, અને પ્રિય મિત્ર પ્રભાતની શોધમાં પતિપત્ની વિદાય થાય છે.

પ્રવેશ ૩જો—નાવડામાં બેશુદ્ધ બનેલો પ્રભાત જાગ્રત થતાં એક અરણ્યમાં આવે છે. અને વિશ્રાંતિ અર્થે વૃક્ષની છાયા નીચે સુઇ જાય છે. ત્યાં અજગર તેને ગળી જાય છે. દરમ્યાન સજ્જન અને મનોરમા ત્યાં થઇને પસાર થતાં અજગરને મારી સજ્જનસિંહ પ્રભાતને બચાવે છે. વિખુટા પડેલા સ્નેહી મિત્રોનો દૈવી કૃપાથી આમ અચાનક મેળાપ થાય છે. દરમ્યાન જોરાવરસિંહ આવી પહોંચે છે. જયમતી કેદ પકડાયાના સમાચાર આપે છે. જેથી સર્વ જયમતીના બચાવ માટે ગુફા તરફ રવાના થાય છે.

પ્રવેશ ૪થો—ગુફામાં જયમતી પર જીતસિંહનો અત્યાચાર-જયમતી ની પવિત્રતા અને દૃઢ નિશ્ચય પહેરેગીરના સખત જાપતા નીચે જયમતીને કોટડીમાં પુરીને જીતસિંહ બહાર જાય છે. પ્રભાત વિગેરે આવી લાગે છે. પ્રભાત અને જયમતીની પ્રેમી મુલાકાત થાય છે. જીતસિંહ પાછો આવે છે. પ્રભાતને જોઇ ઉશ્કેરાઇ જાય છે. દરમ્યાન ધુર્તસિંહ પણ ત્યાં આવી પહોંચે છે. અને પ્રભાત સામે યુદ્ધમાં ઉતરે છે. પ્રભાત, સજ્જન, જોરાવર અને ધુર્તસિંહ જીતસિંહનું દારૂણ યુદ્ધ—જીતસિંહનું મૃત્યુ. ધુર્તસિંહ કેદ.

પ્રવેશ ૫મો—જંગલ માર્ગ—સજ્જન અને મનોરમા—તથા જયમતી અને પ્રભાત—ઉભય દંપતી યુગલોનો અરસપરસ પ્રેમ વિનોદ દર મ્યાન મોટા ભાઇને શોધતા મનુભાનું આવી લાગવું. માફી માગી ભાઇને મણીપુર આવવા કહેવું. મનુભાની વિનંતિ માન્ય રાખી સર્વનું મણીપુર તરફ રવાના થવું.

પ્રવેશ ૬ઠો—ચાતુરી પર આશક બનેલા કુમતિલાલનું ધનીયાદ્વારા મજેદાર ફજેતો ધુર્તસિંહ કેદ પકડાયાના સમાચાર જાણતાં કુમતી અને ચાતુરીનો રંગુન નાસી જવાનો નિશ્ચય—પાપીઓની પાપ ધારણા પર ધનીયાનો ધીક્કાર—અને નોકરી છોડીને વિદાયગીરી ચાતુરી અને કુમતીલાલની ખુશાલી.

પ્રવેશ ૭મો—રાજ્ય દરબાર—મણીપુરની રાજ ગાદી પર પ્રભાત-કેદી તરીકે ધુર્તસિંહ—વસંતનો અફસોસ—ગુણવતીની વિનંતી પરથી ધુર્તસિંહ બંધન મુક્ત—ધુર્તસિંહનો પશ્ચાતાપ—ગુણવતીને ધન્યવાદ સજ્જનસિંહની સેવા બદલ તેને પ્રથમ નંબરના પટાવતની જગા એ પદારોપણ, બાદ સર્વના આનંદ સાથે નાટકની પૂર્ણાહુતિ.

शान्तिः शान्तिः शान्तिः

# શ્રી જયમતી નાટકનાં
# ગાયનો.

## મંગળાચરણ.

સૂત્રધાર— १

શ્રી વિભુ શ્રી કૃષ્ણ મોરારી,
અગમ નિગમ લીલા વિસ્તારી;
કંશ વિદારી મોરલી ધારી..........

પુરણ પરમાનંદ નંદ,
અખંડ આનંદ નંદન નંદ,
ત્રિવિધ તાપ, હર અમાપ;
શ્રીધર માધવ ગીરીવર ગિરીધારી....શ્રી.

બાળાઓ— २

ચાલો લઇએ સતી સમ થઇએ,
રે લા'વો લઇએ વનિતાનો આજ:
પ્રિયતમનું રાજ, સતીનું શુભ કાજ.
શુભ થાઓ મહારાજ—(२)....ચાલો

લઇએ સતી શુભ નામનો, લા'વો આજ રસાળ,

ભાવટ ભાગી ભુધરા. ચૌદલોક પ્રતિપાળ;
જોડી જુક્તિથી તેજ જાત, ચંદ્રવિનાની રાત.
ઝુરી કરે અશ્રુપાત—ચાલો૦

સજ્જનસિંહ— ૩

આ દુનિયામાં અક્ષય સુખ સાચું છે મિત્ર,
સદ મિત્રએ પ્રભુની પ્રભુતાનું ચિત્ર....આ૦
આવે મિઠાશ એ બે અક્ષર બોલતાં,
ટળે તાપ ઉભયનાં અંતર ખોલતાં,
સાથી મિત્ર પદ પવિત્ર છે..........આ૦

પ્રભાત— ૪

આહા! આશી ઘટના પ્રભુ તારી;
મધુરી મધુરી પણ છેક નિરાળી....આહા.
સુધાકર જેવા સંત શ્રદ્ધાળુ,
નિશદિન જપતાં નામજ તારૂં.....આહા.
તો પણ તાપ ત્રિવિધે ભારી,
બળતા દેખું હું સહુ નરનારી........આહા૦

ચાતુરી— ૫

મારા ઉરમાં આનંદની હેલી–નસેનસ રેલી (૨)
પ્રાણ ચંપોને હું ચંબેલી—(૨)

નાર નવેલી, પ્રેમઘેલી—(૨)—મારા૦
પ્રેમી પોપટ પ્રીતે પઢાવું—(૨)
મનહર મારાને રીઝાવું—(૨)—મારા૦

ધુનીયો—                    ૬

બુરી બુરી સહુ કંસકણાજી બનાવે પલમાં પાજી સહુને કંસકણાજી
સહુ દુનિયાથી સંપત જાવે, ભાઇ બાપથી વેર ભળાવે
દુરાચારીની છાપે છાપી લાખોવાર લજાવે
ધન જાયે મન જાયે તન લાજી—બુરી૦
નિતીનો રસ્તો ચુકાવે, પ્રમદાની પ્રીતિ મુકાવે
ગદ્ધા સમ અવતાર ગુમાવે ઉત્તમ સંગ ખભાવે
કરે ખાલી પખાલી સમ પતરાજી
ભય સ્થાનકનું ભાન ભુલાવે લુહારના લોઢા સમતાવે
જમ દર્શનને મોટે મેળે નકટો કરી નચાવે
બહુ હરાવે કરાવે હાજી હાજી—બુરી૦

સજ્જન—                    ૭

સાચાને અંતે શ્રી હરીની સહાય છે
સાચાને પણ સદૈવ વાવે
એ જગની નીતિ
સકળ વિશ્વમાં અજબ દીઠી
એ પ્રભુની રીતિ—                    સાચાને૦

મંજુલા— ૮

ભાઇ મેલી મુજને ના જશો (૨)

મારા રંક તણા રખવાળ, કોણ કરશે મારી વ્હાર—મેલી૦

સગાં સંબંધી હોય ભલે પણ જોડી નહિં જડશે

ક્યાંઇ પણ જોડી નહિં જડશે.

ભાઇ ભાઇ કહી જીભ અમારી કંટક થઇ પડશે

ભાઇનું વ્હાલ ન વિસરશે —મેલી૦

પ્રભાત—રાખ ભરૂંસો વિશ્વંભરનો શ્રદ્ધાથી ફળશે

ભાઇ સૌ શ્રદ્ધાથી ફળશે

જગના દાતા સદૈવ તારૂં રક્ષણ એ કરશે

ભાઇ શ્રી હરી સારૂં કરશે—મેલી૦

મનોરમાં— ૯

પ્રિતીની ક્યારીમાં પરદેશી ત્યાગી શું

જાગી જો જાગી યોગી, રાગી થયો ત્યાગી શું ?

દેખીને દીલ મારૂં આજે લોભાય છે

આનંદના ઉમળકાની છોળો ઉભરાય છે—પ્રિતીની૦

વસંત વિકાસી વ્હાલા, સમીર ફુંકાય છે.

વેલી—તારો છે સહારો શાણી, શાને ભૂલ ખાય છે—પ્રિ૦

સજ્જનસીંહ— ૧૦

મનોહારી મારી મોહિની—જાઉં જાલીમ બની
સ્નેહ છતાં તને છોડું છું સ્યામારે
વખત પડી વિછોહની— મનોહારી૦
કરજે નહિં તું ક્લેશ કાંઈ કામારે
દિનપર દ્રષ્ટિ દ્રોહની— મનોહારી૦

જોરાવર— ૧૧

નવ શોભે ક્ષત્રી તનને બોલો આવી વાણુ
છોડીદે ગુમાન, કહ્યું સારૂં માન
ખોટા કાવાદાવા થકી રણમાં રઝળશો
કામી કુબુદ્ધિ કરમાં કરમાં
જીતસીંહ—માન મુકી હજુ માન નહિં તો રવડશો
વીણુ મોતે તું મરશો મરશો—શોભે૦
જોરાવર—લેખ લલાટે લખ્યો નહિં કોદી ફરશે.
સત્યતા આખર તરશે-તરશે શોભે૦

પ્રભાત— ૧૨

પ્રિય ક્યાં મળશે મૃગનયની
મૃદુચાલ હંસા ગમનિ..........પ્રિય૦
કમળ કળી કરી વાન રઝળતી જળહળે જ્યોત હૃદયની
દેજ કમળપર આવ પંખીડા બહુ લીલા ભુધરની....પ્રિય૦

જયમતિ— ૧૩

ફૂલી પુષ્પ પરાગે મ્હેકતી—ફુલવાડી છે (૨)
જળ સિંચતા વનમાળી છે—ફુલવાડી છે (૨)
હરિયાળી નવ પલ્લવવાળી ઓઢી લીલી સાડી છે
સજની રજની શરદ પુનમથી ખીલી શી રૂપાળી છે—ફૂલી

સખીઓ—પુર્વ પુન્ય પ્રભાતથી પ્રેમ પેદા થાય છે.
પ્રેમ પ્રભા નવ રંગથી ચુંદડીઓ ભીંજાય છે—ફૂલી

જયમતિ—સખીઓ— ૧૪

જોને ઝુમે વસંત—(૨)
વાટ જુએ છે ઋતુ રાજની,
રસ ભોગી વિહારી રસ રાજની.......જોને
મલ્લિકા વિંટળાઇને નમી નમી ઝોલાં ખાય
શોભા નિરખો વસંતની ખીલ્યાં કુસુમ સુહાય—
ખીલી ખીલી રીઝે મધુર પ્યારરે,
નજરે નિહાળી સુરતી,
લીલી લીલી થતી સુકુમારરે—
વનમાં પપૈયા ઝુરતી.
શાયન સુની વિહારી થયા ક્રુર ક્રુર
કોઇ જાણી નવ દાઝ—(૨)—વાટ૦

સખીઓ— ૧૫

દિવ્ય દર્શન દીધાં દુસ્વાટમાં, દેવ ચાલો અમારી સાથમાં
તમે પરદુઃખ ભંજન છો પરમાર્થમાં દેવ.......ચાલો૦
ઓચિંતા પધાર્યાં હરી વિપત્તિને વામીયા
જીવન આધાર સંત શાન્તિને પામીઆં
ખુશ પ્રવીણ છો પુરૂષાર્થમાં દેવ..........ચાલો૦

પ્રભાત—ઉર્મિકા ઉરની આ રમણી હૃદયે ધરો
જયમતિ—પામી પ્રસંગ પ્રાણ આનંદથી પરવરો
સખીઓ—હા, હવે જાણ્યું
જયમતિ—બારૂ, ઠીક
સખીઓ—કરી ઠીક, તજી બીક નયન મીંચે શું શીદ (૨)
વારે વારે જીવે છે શું સ્વાર્થમાં દેવ......ચાલો૦

---

## અંક બીજો.

તુર્તસીંહ— ૧૬

અહ! ભાગ્યશાળી ભારી, સર્વને સંહારી, રાજ્ય કરૂં નિરધાર
પૈસાની પાજ જનસમાજ, કરશે મારા કાજ,
જઇ છેવરી જણું, નવ બીક કંઇ ધરૂં
દીલ ખુશ થઇ ફરૂં, છોડી કુળ માન લાજ,—પૈસા૦
અખ શુભ સાથે લઇ, પાય તખ્તપર ધરી, સ્વાર્થ સિદ્ધ કરી
જમાણું અજબ બહાર— પૈસા૦

ચાતુરી— ૧૭

જાગી પ્રેમ જ્યોત જાગી, વ્હાલા જાગીરે
જાગી ઝટ ઉંઘથી, હુઠીલી બાળા જાગીરે
વૃક્ષની વેલી, મેલી અકેલી
પુછેછે બાળી ભોળી, ક્યાં છે વનમાળી,
ધરીને વિનવે વર ચરણુ ધરણુ પર— જાગી૦

વસંત— ૧૮

વિશ્વાસે ફુટાલા જગજન વિશ્વાસે ન રહેશો કોઈને
ક્યાં ત્યાં ખટપટીયા ફાવી જાતા અંતે રહેશો રોઈને
પીયરીયાં પણ એવાં પાકે, ભાઇ બ્હેનનું નખોદ વાળે,
અધર્મનો ઘટ ફુટી જાશે પાપી રહેશે જોઇને—વિશ્વાસે૦
સ્વાર્થમાં સૌ જાયે તણુાયુ હાએ હા ભણી ગાય છે ગાણુ
પ્રપંચીઓ પુરા પસ્તાશે આંખર આંસુ લોહીને—વિશ્વાસે.

મનોરમા— ૧૯

મમ વલ્લભ આ વર્ષા આવી (૨)
તનડા મનડાની વિરહી જનનાં, કરે સાફ વિભુતિ સળગાવી—મમ.
ઘન ગરજે લરજે મુજ તનડું ચપલા તન રકત કરે તાવી—મમ.
દશ ધીરજ જાતા રહ્યા જોગી ભોગી બની મુજને ભરમાવી—મમ.
હવે આવી મળો અલબેલા અમને હૃદયમાં રહેમ જરા લાવી—મમ.

રંભા— ૨૦

હું ચાલું લચકતી ચાલરે—ગજ ગમની (૩)

સોહે બાહુ ભાલ વિશાળરે હંસાગમની—(૩)

નયન તણે નખરે નથવું છું નાથને

સખીઓ—નાની શું પરખે પ્રેમીના પાઠને

રંભા—હું તો બધુંએ પરખું છું

સખીઓ—પેખી પ્રિયતમ પ્યાર, તું ગઈ ખુબ ચળી—(૩) હું

સજ્જનસિંહ— ૨૧

દિનની દયા દીલધાર દયાળુ દિનની દયા દીલધાર દયાળુ૦

દુઃખીયાની કર વ્હાર— દયાળુ૦

શોધી વળ્યો ગીરી ગેબી ગુફાઓ

મળી નહિ મિત્રની ભાભ— દયાળુ૦

પ્રાણ સમા પ્રિય જન વીણ લાગે

આ સંસાર અસાર— દયાળુ૦

ચાતુરી— ૨૨

કીસકી અદાસે તેને જલવા દીખાકે મારા, (૨)

હાજર મેં દો ચુકી હું પ્રીર કયું બનાકે મારા—કીસકી.

આંખોમેં તેરે જાલીમ, છુરી છુપી હુઇ હૈ

છુરી લગાકે મારા (૨)..............................કીસકી.

બુલબુલ કે યાર તેને, ગુલમેં છુપાકે મારા

ખંજર લગાકે મારા (૨)..............................કીસકી.

સજ્જન— ૨૩

શ્રી જગત પતિ તુજ કૃતિ અતિ ચમત્કારી
નહીં પહોંચે મતિ જરી મ્હારી........શ્રી૦
અવર પુરૂષ વરવાને આવ્યો તેને કહ્યો અવિચારી
વરને બદલ વિતરાગી વરાવ્યો, તુજપર જાઉં બલિહારી—શ્રી

સખીઓ— ૨૪

સખી મારી પ્રાણુથી પ્યારી તું સુખકારી
શીખ અમારી, ઉરમાં ધારી, રીઝાવીલે ઝટ રાજ....સખી
પ્રાણ પતિને ધરી રતિ પા પ્રેમનું પાણીરે,
ચાલ, ચાલ, ચાલ, ચાલ,
ચાલ રસીલી, ચાલ હસીલી, આનંદ ઘેલી,
મદે છકેલી, ચિત છબીલી ઉભી અકેલી શું આજ—સખી

મનોરમા— ૨૫

જોયા જોયા જોગીરાજ છબીલા શાને ભરમાવી આ ભુલથી
ખોટાં ખોટાં નામ આપી છબીલી, શાને પીડી દુખઃ શુળથી
સજ્જન—પ્યારી રસીલી હસીલી છબીલી સાચો તારો પ્યાર
મેં લખ્યો
અંતરમાં રાખી ર્‌હીતી છબીલી એથી મને તેં જ ઓળખ્યો
મનોરમા—જોવા ખરો પ્રેમ મારો છબીલા બેડા ભલે સ્નેહ સાચવી
ભારે માયામાં ભ્રમાવી છબીલા છળથી રમ્યા છેલ રાજવી

સજ્જન— ૨૬

તજી તારી સ્ત્રી હઠ રાજબાળા હૃદય જ્વાળ શમાવી દે
પ્રેમ દીપક પરસ્પરનો પળ ભરે બુઝાવી દે
રહે ધીરધારી પ્યારી માહરી હિતકારી ખરે
લાજ રાખે લક્ષ્મીવર એ ટેકને તું કર પરે

મનોરમા—મુકી મુજને નહિ જાઓ (૨)

સજ્જન-સુણી મોરી ન અભરાઓ સમય સમજી તમે જાઓ
મુકી મુજને૦

મનોરમા-ચિતડાના ચોર રાજ મોહિની લગાડી રાજ
દયા દાસી પરે લાવો મુકી મુજને૦

સજ્જન-કમળા કાન્ત કરૂણા કરશે, હરીથી આપણને મેળવશે
નાથ ન મેરા ન થાઓ-મુકી મુજને૦

સખીઓ— ૨૭

જા જાને અલી વરઘેલી પ્રિયતમ સંગમાં સાહેલી (૨)
છાની છાની શું આ કરતાં શાને લાજલી મદઘેલી (૨)
રસિકા રસબસ થાઓ

જયમતિ-શાને મને બનાવો (૨)

સખીઓ-રસિયાને જઇ રીઝાવો, પાવો પ્રેમરસ વેલી (૨)
જા જાને૦

હા હવે અમે તો જઇશું શું આ ગીલડાં અલબેલી. (૨)
જા જાને૦

# અંક ત્રીજો

જયમતિ— ૨૮

ચંદ્ર જરી જાતાં જાતાં તો બાપુ થોભ
મારે હૈડે ઝુલાવું તને ફુલડે વધાવું. (૨)
જરા થોભ—ચંદ્ર૦
કોઇ કોઇની બેલડીઓ તુટી જશે (૩)
કોઇના શ્વાસ અધુરા રહી જશે
બહુ માની જરા થોભ—ચંદ્ર૦

મનોરમા— ૨૯

હંસા તારે તો જાવું પેલે ધામરે જ્યાં સ્વર્ગીય ક્રિડા રાજતી
દેવને દાનવ સરવે ભુલાવે ભમે છે હંસા.
પણ ન પહોંચે કોની હામરે જ્યાં દૈવી બાલા નાચતી—હંસા
પ્રેમી થઇ તપાસે મળશે, અમૃત સરોવર હંસા
જેનો કાંઠો રામ નામરે જ્યાં અનુપમ પરીઓ નાચતી—હંસા

મનોરમા— ૩૦

રહે દુર, રહે દુર, રહે દુરરે રહે દુર,
ઓ અસુર ન થા ક્રુર જોશી તુર, પાપી પુર, અનીતિ ભરી ઉર
જાશે નામ જરૂર ઉડી આકને તુર,
ધારી હરીને હજુરહે. દુષ્ટતાથીરે દુર,
નીચ થામાં નિષ્ઠુર—રહે દુર.
નિષ્ઠુરા—હું બિમાર કર પ્યાર, ખ્વાર દીલદાર મને કર સ્વીકાર

મનોરમા—પરનારીથી પ્યાર ચાહે કરવા ગમાર
નિષ્ઠુર—મારમાં નેણુમાર હું બન્યો છું લાચાર,
મનોરમા–પાપી તુજને ધિક્કાર.......રહે દુર.

સજ્જન— ૩૧

જગમાં સુમિત્રની જોડી, ભારી, અંધ તણી એઆધારી–જગમાં૦
મિત્રધર્મ એ નાવ તરવાનું,
દ્વાર છે સ્વર્ગ જવાનું–જગમાં૦
જર જીવ જોબન સઉ દુર થાશે
મિત્રતા કદી નહિ જાશે–જગમાં૦

જયમતિ— ૩૨

વ્હાલા વિહારી વીના જીવતર સુનું આ,
લાગે અકારૂં આ. જીવતર ખારૂં,
ગમે ના રાજ્ય સુનું આ....વિહારી૦
ઘટે ન કરવું આવું વિલાસી વિયોગી થાવું
પ્રિયતમ ફુળ આવું હૃદય દાન દીધાનું આ–વિહારી૦

જયમતિ— ૩૩

આ હીણુ ભાગી બાળા સમુએ પિયુજી મારા,
ઠગી આપ થઈ ઠગારા, પટકી આ દિનદારા—
મીઠા યૌવનના ભોગી વિલાસી જોઇ અંતરમાં કાંઇ કાંઇ થાય છે
દૈવી કુસુમે પ્રિય કાન્તને વધાવવાનું આતુર મવાસી મન
મ્હાલે છે

પ્રભાત—સુખદ સાથ, પ્રિય હૃદય ધાર

જયમતિ—હાં.......શરણુ બાળ તારા—આ૦

મનોરમા— ૩૪

મંજુલ મનોરમ કુંજ નિકુંજમાં મન્દ કમળ વિકસાવો

રંજન—તું ધીમી (?) ડગભર બાળ સુકોમળ શરમાવો શરમાવો

મનોરમા—પરિમલ વાળો પુષ્પ હાર આ પહેરાવું ભગવાન

ગણી અંતરની ઓળખાણુ પ્રાણુ આ સ્વીકારેઃ સન્માન

રંજન—સ્વર્ગ સુંદરી દિવ્ય અનુપમ અધર સુધારસ પાવો

રસ પાવો..............................મંજુલ૦

આતુરી— ૩૫

ફાલ્યો ફુલી ફાલ્યો જોબન તણો ક્યારો

વાહ ધન્ય સફળ થયો જનમારો—ફાલ્યો૦

નિત્ય નવોઢા નાર હું યારો નવિન કરું

પૌંડ ગીનીની નોટથી ખીસ્સાં ભરછક ભરૂં

સૌથી અમારો પંથ ન્યારો—ફાલ્યો૦

નયન કટાર મારી, યારનો શિકાર કરૂં,

પ્રેમી વિના નહિં કોઇની પરવા ધરૂં;

સૌથી અમારો પંથ ન્યારો—ફાલ્યો૦

શાર્દ— ૩૬

Again, again, again & again

અગેઇન, અગેઇન, અગેઇન એન્ડ અગેઇન

I want to be single again
આઈ વોન્ટ ટુ બી સીંગલ અગેઈન
When I was single my pocket did gingle
વ્હેન આઇ વોઝ સીંગલ માય પોકેટ ડીડ જીંગલ
I want to be single again
આઇ વોન્ટ ટુ બી સીંગલ અગેઈન
I maraied a wife thou (2)
આઇ મેરીડ એ વાઇફ ધેન ( ૨ )
I married a wife for the pleasure of life
આઇ મેરીડ એ વાઇફ ફોર ધી પ્લેઝર ઑફ લાઇફ
Yet I want to be single again
( યેટ ) આઇ વોન્ટ ટુ બી સીંગલ અગેઈન

સર્વે—

૩૭

આનંદના અબ્ધિમાં નાહ્યા
આનંદ મંગલ જયજયકાર
પ્રેમતણા પરિમલથી પામ્યા,
પ્રેમતણી પ્રભુતાનો સાર
દંપતિ મિત્રતણું સંમેલન
થયું પ્રેમે તર્યા સંસાર
જન મંડલમાં પ્રેમ પ્રકાશી
પડો પ્રેમતણા પોણાર—આનંદના૦

સમાપ્ત.

# જાહેર ખબર

અમારી કંપનીના નીચલા નાટકના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી મંગાવ્યાથી મોકલવામાં આવશે.

| ચોપડીનું નામ | કીંમત. |
| --- | --- |
| ભીલ્લમંગળ ઉર્ફે સુરદાસ ... ... | ૦—૨—૦ |
| શ્રી ભક્તિ વિજય ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભક્ત ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ—માણેક ... ... ... ... | ૦—૨—૦ |
| મનહર—મેના ... ... ... ... | ૦—૨—૦ |
| યોગ કન્યા ... ... ... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી ... ... ... | ૦—૨—૦ |
| રજની—ચંદ્ર ... ... ... ... | ૦—૨—૦ |
| જોહરે શમશીર ... ... ... ... | ૦—૨—૦ |
| શ્રી જગમતી ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃ પીતૃ ભક્ત પુંડરીક ... ... | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા ... ... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી ... ... ... ... | ૦—૨—૦ |
| જેસલ તોરલ ... ... ... ... | ૦—૨—૦ |
| ધીરૂભક્ત બાદશાહ ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રવીણ—સાગર ... ... ... ... | ૦—૨—૦ |
| કનક—કેશરી ... ... ... ... | ૦—૨—૦ |

માલીક—વી. એચ. મનીયુરીઆ એન્ડ કો.

શ્રી વિજય ગૌતમ નાટક સમાજ.